શ્રી ગણેશાયનમઃ

# कनक केशरी.

## નાટકનાં ગાયનો.

રચવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર

**વીઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.**

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું ગ્રાંટરોડ એ મબે થીએટર, મુંબઈ

---



---

શાહ ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એ પ્રી. પ્રેસમાં
મણીશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ખપાટીઆ ચકલા-સુરત.

---

આવૃત્તિ ૮ મી) (પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૬) (સને ૧૯૨૦

કિંમત ૦-૩-૦

## નામદાર મુંબાઈ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઇઝ કરીને તેમાં કોઇ પણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારનાના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦)

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે, આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

श्री हरि ॐ परब्रह्म परमात्माने नमः

# કનક—કેશરી નાટકનો ટુંક સાર.



## અંક ૧ લો.

### પ્રારંભ પ્રાર્થના.

**પ્ર. ૧ લો રાજ દરબાર**—રાજ્યારોહણના શુભ પ્રસંગપર આવા વિશાળ રાજ્યના રાજા બનાવવા સંબંધી રાજા કનકસીંહ તથા કુમાર વિગેરેની પ્રભુ પ્રાર્થના યુવરાજ કનકસીંહના રાજ્યારોહણનો આનંદ, પિતાને પગલે પગલે ચાલી પ્રજાને પુર્ણ સુખશાંતિથી સાચવવા સંબંધી રાજ્યારૂઢ રાજાનાં પ્રતિજ્ઞા વચન, રાજા પ્રજાની ઐકયતાનુ દિગદર્શન, મુખ્ય મંત્રી કોટિધ્વસિંહ. અને મુખ્ય સરદાર કલ્યાણસિંહ વચ્ચે " દરબાર ભરવાના ધારા " સંબંધી વિવેચન, નાયકાઓના નૃત્યગાન રાજા પ્રધાન વચ્ચે ઉપજેલું વૈરનું ઝનુન.

**પ્રવેશ ૨ જો અંતઃપુર**—પ્રિયતમની પધરામણીપર રાણી ભાનુમતીના વિરહોદગાર, પ્રિયતમ પ્રિયતમાં વચ્ચેના પ્રખર પ્રેમોદગાર

**પ્રવેશ ૩ જો ચપલાનું મકાન**—વિધવાપણાની વિપતિથી કંટાળી અને સરખી વયની સૌભાગ્યવતિ સુંદરી યુવતીઓનાં સુખ ભોગ ભાળી સંતાપ પામતી ચપલાના અંતઃકરણના ભભૂખાના ઉદગાર ઉંધી કેળવણી લઈ " પોથીમાંના રીંગણા " જેવો પંડીત બનેલા નકલી સુવારાના સાથી અને ચપલાપર આશક થયેલા સીંહલજીનું આવવું. પોતાની પંડિતાઇ

અને પ્રપંચાચ્હનું ગોટાળા ભર્યું ગાડું ગબડાવવું, અને યોગ્ય વયે આવેલી કુંતલાના વરની શોધ કરવાનો નિશ્ચય કરીને જવું.

**પ્રવેશ ૪ થો કેશરી ભુવન**—નાયકાઓના નાચરંગ સાથે શરાબીતાનમાં ગુલતાન બનેલા, અને કૌટિલ્યતાના ભોગ થએલા કેશરીસીંહના પોતાના મોટાભાઇ કનકસીંહ પ્રત્યેના કુટિલ ઉદ્દગાર, મહારાજા કનકસીંહનો પત્ર લઇ કુસુમપૂરથી વૃન્દા દાસીનું આગમન, પત્રપાઠ કરતાંજ કેશરી કોપાયમાન. વૃંદા પર અત્યાચાર, રાણી ભાગીરથીને હાથે વૃંદાનો બચાવ. સાધ્વી ભાગીરથીના સ્વર સ્વામી પ્રત્યે કુટુંબકલહ નહીં આદરવાના આવશ્યકિય ઉદ્દગાર કેશરીએ તેનો કરેલો તિરસ્કાર અને અવશ્ય યુદ્ધ આરંભવાનો નિર્ધાર.

**પ્રવેશ ૫ મો કૌટિલ્ય ભુવન**—મહારાજા કનકસીંહે કરેલા અપમાનનો ભીષણ પ્રતિ શોધ લેતા સંબંધી કૌટિલ્યસીંહના કૌટિલ્ય ઉદ્દગાર. કળાવતીનો સાહેલીઓ સંગે વાણી વિનોદ સમવયસ્કી સખીઓની ટંડી ઠઠોલી, કુમાર કુસુમસીંહ અને કલાવતીનું પ્રણય મિલન—તથા ઉભયે એકી સાથે નિરાધારેલું સમર ભુમિનું ગમન.

**પ્રવેશ ૬ ઠો ચપલાગૃહ**—કુંતલા—કિશોરનો માર્મિક પ્રણય વિનોદ અને અરસપરસ એક બીજા સાથે પરણવાની લીધેલી પ્રતિજ્ઞા, સિંહલજીનું આગમન કાપટ્યમુર્તિ કુંતલાનું વિલક્ષણ વર્તન અને કુંતલાને નિહાળી સિંહલજીના અંતઃકરણનું થએલું પરિવર્તન ચપલા સાથે કુંતલાના વર સંબંધી વિવેચન સીંહલજીની મુર્ખાઇ પર ચપલાને થએલો ક્રોધ ઉભય વચ્ચે ઉપજેલો વિરોધ—

પ્રવેશ ૭ મો. સમરભૂમિ—કનકસીંહની યુદ્ધ શિબિર રણભુમીમાં અગાઉથી આવી પહોંચેલાં કેશરી અને કનકનાં સમરસ્થાનમાં ભેટો,—ભાઇ ભાઇ વચ્ચે ભીષણ યુદ્ધ આરંભી નાહક નિર્દોષ યોદ્ધાઓનાં રૂધિરો નહીં રેલાવવા સંબંધી "રાજા કનકસીંહના કેશરીસીંહ પ્રત્યે—

"ધીક્કાર લાખોવાર એ અન્યાયના સંગ્રામ છે,
લક્ષણ નહિ એ ક્ષત્રિનાં પણ નીચ નરનાં કામ છે,
ક્ષત્રિ કુલ ગૌરવ ત્યજી નવ અશત પંથે ચાલવું,
કરી કીર્તિ અથવા વીરતા કાં સ્વર્ગમાં અંતે જવું."

વગેરે વગેરે બોધ વચન, કેશરીએ તેનો અસ્વીકાર કરવાથી જાગેલો ભીષણ સમરાનલ, એવામાં કૌટિલ્યસંહે શિબિરમાં લગાડેલા દાવાનલ. કટાકટીના કારી સમયમાં રાણી ભાનુમતિ તથા બાળક કુમારને લઇ રક્ષણાર્થે કલ્યાણસિંહનું ગમન અધર્મ યુધ્ધે કેશરીનો વિજય— ટેબ્લો,

## અંક પહેલો સમાપ્ત.

### અંક ૨ જો.

પ્રવેશ ૧ લો. અરણ્ય—અધમ યુદ્ધથી જય પામેલા કેશરીસિંહનું સ્વ સૈન્યસહ નીકળવું અને કનકસિંહને જીવતો યા મુએલો પણ પોતાની સમક્ષ રજુ કરવા કૌટિલ્યસિંહને રચના કરી પોતે કુસુમપુરમાં સ્વસત્તા સ્થાપનાર્થે જવું.

પ્રવેશ ૨ જો—સળગેલી શિબિરમાંથી ભાનુમતિ વગેરેને સહીસલામત લઇ ગુપ્ત સ્થાનમાં કલ્યાણસિંહનું આગમન, રાણીનું આક્રંદ. કુમાર કુસુમને શીખતા જાણવા ... રાજા કનક-

સિંહનું પણ આગમન કુમારને લઇને નિર્જન સ્થાને મુકવા માટે વીર કલ્યાણસિંહનું પ્રયાણ અને વિધિ ગતિને માન આપતા મહારાજ કનકસિંહનું રાણીને આશ્વાસન અને ગુફા પ્રતી ગમન, બાદ તેમની શોધ કરતાં કૌટિલ્યસિંહનું આગમન, તે દરમ્યાન કુમારને સુરક્ષિત કરી વીર કલ્યાણસિંહનું પણ અત્રે પ્રત્યાગમન સૈન્ય સાથે કૌટિલ્યને આવેલો જોઇ કલ્યાણસિંહને ઉપજેલું ક્રોધાવર્ષણ, કૌટિલ્ય વચ્ચે વિતંડાવાદ, વફાદાર વીર કલ્યાણની અલૌકિક વફાદારી, અને કૌટિલ્યની ધારણામાં તેણે પહોંચાડેલી ભયંકર ખુવારી, ટેબ્લો.

પ્રવેશ ૩ જો ચકમસિંહનું મકાન—કુંદનપુરના ઍકટીંગ કોટવાલ ચકમસિંહજીએ ચપળા પરના પોતાના લેણાની માંડેલી ફરિયાદ, ચકમ અને સિંહણજી વચ્ચેનો વિતંડાવાદ, ચપળાના ચપળ ચાલુ ભાષણથી ચકમ ભેજાના ચકમસિંહની બુદ્ધિ બરબાદ અને બીજી મુદત પર મુલતવી રાખેલી સિંહણજીની ફરિયાદ.

પ્રવેશ ૪ થો અરણ્ય—બાળક કુમારકીર્તિસિંહ સાથે અરણ્યમાં ભૂલી પડેલી ઇન્દુ બાળી આક્રંદ કરે છે. તે દરમ્યાન કેસરીસિંહ સૈન્ય સાથે ત્યાં આવી તેની પાસે પ્યારની માંગણી કરે છે, અને કનકસિંહનો પક્ષ છોડી પોતાના પક્ષમાં આવવા અનેક પ્રકારે સમજાવે છે, ઇન્દુ એકની બે ન થવાથી તેને કેદ કરી લઇ જાય છે.

પ્રવેશ ૫ મો અરણ્ય—વનવીર અરણ્યમાં પદભ્રષ્ટ થયેલાં રાજા રાણી, કમંડી પુરી કહાણી, રાજાથકી કલ્યાણસિંહનું રાણી સાથે શોધ નિર્જન સ્થાનમાં પ્રસ્થાન—કેસરીનું આગમે

શોધતા શોધતા આગમન—બંને બાળનું પુનર્મિલન, ઉભય વચ્ચે અસરકારક સંવાદ બાદ ભીષણ રણસંગ્રામ દરમ્યાન દીવાની સ્થિતિમાં ભાનુમતિનું આગમન બોલી દીયર વચ્ચે પુનઃ ભયંકર સંગ્રામ બીજી બાજુથી કુમાર કુસુમસિંહનું માતાની મદદે આગમન. કુસુમદ્વારા કેસરી, અને કોટિલદ્વારા કુસુમ ઘાયલ થયો.

પ્રવેશ ૬ ઠો—કોરટે ચડેલા સીદીજીનું એક વખત પર મેલ ચપળા સાથે સમાધાન કરવા માટે ચપળા મહે આગમન. કુંતલ કિશોરના પ્રણય મીલનનો નાટ્ય પ્રયોગ અને કિશોરે બજ-વેલો અત્તર ગુલાબવાળાનો સ્વાંગ. પ્રિયા પોપટનો આંતરિક ઉમંગસીદીજીની મુર્ખાઇનો પુનઃ જામેલો રંગ ઢંગ, ફરીથી સીદીજી, ચપળા વચ્ચે જામેલો જંગ.

પ્રવેશ ૭ મો—વિરામપુરમાં કલ્યાણસીંહનું મકાન—અપ્સરાની મદદે જતા જખ્મી થએલા કુમાર કુસુમસીંહને આરામ માટે કળાવતીને પોતાના નીવાસમાં સોંપી કલ્યાણસીંહને પુન પોતાના રાજા રાણીની સેવા માટે અરણ્યપંથ પ્રયાણ કુમારસીંહની પિતૃભક્તીનું અલૌકિક પાલણ, પ્રણયી પ્રણયીનીના પવિત્ર પ્રેમની પરસ્પર લ્હાણ, બાદ ક્રુર કોટિલ્યસીંહનું અચાનક આગમન, કુસુમકળાનાં વીરત્વ વચન પીતા પુત્રી વચ્ચે ભયંકર યુદ્ધ અંતે એ પ્રેમી પંખીને ક્રુર કેસરી આવી પહોંચતા થએલું બેડી બંધન.

## અંક બીજો સમાપ્ત.

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો અરણ્ય**—ઘનઘોર અરણ્યમાં રાણી ભાનુમતિનો હૃદયભેદક વીલાપ રાજા કનકસીંહ અને રાણી બન્ને બેભાન. રાજા રાણીની એ ભીષણ પરિસ્થિતિ પર વીર કલ્યાણસીંહનો કરૂણામય પોકાર અને,

"દશાના દોર દારૂણ દુઃદશા એ દુખનો દરીયો,
અરે મૃત્યુ ભૂમિમાં છે કસોટી કાજ એ ભરિયો,
કંઇ આનંદ મંગલને કંઇ વરસાદ અશ્રુનો,
હસે છે કોક વ્યકતી ત્યાં રડે છે કોઇ વ્યકતીઓ,

દશાના દારૂણ દોર સંબંધી અસરકારક ઉદગાર સીપાઇદ્વારા કુસુમ કળા કેદ થયાના મળેલા સમાચાર, બાદ રાણીને નીર્ભય કુસુમ કળા કેદ થયાના મળેલા સમાચાર, બાદ રાણીને નિર્ભય સ્થાનમાં સેવા સુશ્રુષા માટે કલ્યાણ લઇ જાય છે. તે દરમ્યાન બેભાન થએલા રાજા કનકસીંહના હાથમાંથી હથીઆર છીનવી લઇ કોટિલ્યસીંહ તથા ક્રુરસીંહ કુટીલતાથી તેને કેદ કરી લઇ જાય છે.

**પ્રવેશ ૨ જો કોટવાલ ચક્રસીંહનું દિવાનખાનું**—ઓફીસના કારકુનોથી કંટાળેલા ચક્રમસીંહનું પટાવાળાપર રમખાણ—શરાબીતાનમાં ગુલતાન—નાયકાઓ સાથે નચાવેલા નાચગાન, ચપલાએ ... લાવેલાં ચપલ ચક્ષુબાણ સીંહ ચપલાના કરેલા હસ્ત મેળાપનું ઉરસપાણુ—"

**પ્રવેશ ૩ જો કેશરી ભુવન**—કરેલાં કોટી ક્રુર કાર્યોથી કોટિલ્યને થતો આંતરીક પશ્ચાતાપ, કેશરીએ તેને કરેલી કેદ, કુસુમ

કુમારને કેશરીના હુકમથી દેહાંત દંડની સજા, કલાવતી અને વંદા દાસીને દેહાંત દંડની સજા તથા ન્હાના કુવર કીર્તિ સીંહને પૃથ્વીપર પટકાવી મારતાં ભાગીરથી રાણીએ કરેલો બચાવ.— દેખલો.

પ્રવેશ ૪ થો જંગલ—બાદ સીપાઇઓ કુસુમ કુમારને મારવા લાવે છે તે દરમ્યાન સંતુના લીબાસમાં વીર કલ્યાણસીંહ આવી પહોંચી ઉપદેશના પ્રચંડ મારથી તેમની મતી ફેરવી નાંખે છે. સેતાનોનુ સાધુઓના રૂપમાં પરીવર્તન થાય છે.

હજારોનાં ગળાં ફંસી, પ્રપંચી પેચમાં પેસી,
કતલ નીર્દોષની કરવી, બળી એ નોકરી કરવી—૧
ત્યજી દઇ પ્રાણુની પરવા, કદી જઇએ અમે મરવા,
છતાં માલીક બે પરવા, બળી એ નોકરી કરવા—૨
કરી પ્રાણાહુતી રહીએ, કદર જયા થાય ના કંઇએ,
નીરંતર રોદણાં રડીએ બળો એ નોકરી કરવી—૩
પરાધીન પીંજરે પડીએ, પરીણામે રડી રહીએ,
ખુશી થઇ વિશ્વે વિચરીએ, બળો એ નોકરી કરવી.—૪

વગેરે શબ્દોથી એવી અત્યાચારની નોકરી નાંહ કરવા સખ્ત પ્રતીજ્ઞા લે છે. કલ્યાણસીંહ તેઓને તથા કુમારને લઇ કનક સીંહને મુકત કરાવવા રવાના થાય છે

દીવાની બની પુત્રને શોધતી ભાનુમતીને ભાગીરથી સાથે મેળાપ થાય છે. બાદ કળી તથા વૃંદાને લઇ મારાઓ મારવા આવતા ભાગીરથી સર્વને બચાવી લઇ જાય છે.

પ્રવેશ ૫ મો જેલખાનું—ઉન્મત્ત દિવાની દશામાં જેલખાનામાં કનકસીંહની દશા અને સમયની બલીહારી સંબંધી સજ્જડ

ઉહુવાર. કેસરીનો પણ સંહાર,—કનક—કેસરી વચ્ચેનો અંતીમ સંવાદ, કેસરી કનકને પોતાનું મસ્તક નમાવી શરણે થવા હુકમ પાડે છે, ત્યારે કનકસીંહ એક અવીનાશી સીવાય અન્ય કોઇને પણ કનકસીંહનું મસ્તક નમશેજ નહી એવો જવાબ વાળે છે. જેથી ગુસ્સે થઇ કેસરી તેને એકદમ કતલ કરવાનો કુરસીંહને હુકમ કરે છે. દરમ્યાન કુસુમ કલ્યાણસીંહ વીગેરે આવી પહોંચી કેસરીને કેદ કરે છે. ટેબલો.

પ્રવેશ ૬ ઠો ચપલાનું મહાલ—હીરોરની રાહ જોતી કુંતલાના વિચારોદગાર-હીરોર-કુંતલાનો રમુજી પ્રણય મીલાપ-ચપળેલેટ વાગતાં જેતાં કોઇકજીનું આગમનને હાગ પિતાના મરણના ખબરોને પીછાણ-પીતા પાછળ પ્રાણ વીસર્જન કરતો હીરોર અને હીરોર પાછળ પ્રાણાર્પણ કરતી કુંતલાને જોઇ ચપળાને ઘણો ગભરામણ-ચતરાક કોઇકજી એક યુક્તિ અજમાવી હીરોર કુંતલાના પ્રાણ બચાવે છે. અને ઉભયના હસ્તમેળાપ સાથે કોઇકજીનું "પ્રતિભીનાટક પુરાણોનું" પારાયણ સમાપ્ત થાય છે.

પ્રવેશ ૭ મો રાજદરબાર—કુમાર કુસુમસીંહને રાજ્યાસનપર બેસાડી પ્રજાજનોને રાજા પ્રજાની ફરજ સમજાવી. આ અસાર સંસારથી કંટાળેલો કનકસીંહ સન્યાસ લઇ જવા નીકળે છે કુસુમ કુમાર કેદીઓનો ન્યાય થતા સુધી તેને રોકે છે પીતાના હાજરીમાં કુસુમ કેદીઓને ન્યાય કરે છે કોટીલ્યસીંહને દેહાંત દંડની સજા ફરમાવવામાં આવતા તેના અંતઃકરણના અપાર પશ્ચાતાપના શબ્દો સાથે કળાવતી રજુ થાય છે. અને પ્રાણેશને વીનવી પીતાની સજાની ક્ષમા અ-

પામે છે. બાદ કેસરીને હારામતની ચાલ ફરમાવતાં તે અહંકારી રાજા કટાર ખાઈ આત્મઘાત કરી મરવા તૈયાર થાય છે. દરમ્યાન તેના પીતાનું રૂહ અંતરિક્ષે જણાવતાં તેના પ્રભાવે કેસરીને પોતાનાં દુષ્ટ કાર્યોનું ભાન થવાથી અપાર પશ્ચાતાપ સાથે પિતાની અસદ્ગતી ટાળવા માટે કુમાર અમરતસીંહને પોતાની કુંદનપુરની ગાદી સોંપી મેઘનાથ કનકસીંહ સાથે નિમિષારણ્યમાં તપ આરંભવા નિશ્ચય કરે છે. દરમ્યાન ભાગીરથી, ભાનુમતિ તથા કુમાર કીરતીસીંહને અને ચંદા દાસી સાથે હાજર થાય છે તેમને જોઈ સર્વના અંતરમાં હર્ષ થાય છે બાદ પ્રધાન કીર્તિસીંહ પણ ભવિષ્યમાં જીવન પ્રભુ ભક્તીમાં ગાળવાની ઈચ્છાથી કુસુમ કુમારના હસ્તમાં કુમારી કળાવતીનો હસ્ત સોંપી વનવાસી સન્યાસી થવા તૈયાર થાય છે. કનકસીંહને તેની સેવાની કદર કરી મુખ્ય પ્રધાન પદ તથા ચંદાના વંશજોને રાજ તિલકની સત્તા સોંપવા સાથે કુસુમ કળાના હસ્ત મેળાપ સાથે અમારા આ નાટક પ્રયોગની સમાપ્તિ થાય છે.

**શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !**



૮૫૨૮



# કનક-કેશરી નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

**કનકસિંહ**...કુસુમપુરના મહારાજા.
**કુસુમસિંહ**...કનકસિંહની જુની રાણીનો કુમાર; કુસુમપુરનો યુવરાજ
**કીર્તિસિંહ**...કનકસિંહની નવી રાણીનો કુમાર.
**કેશરીસિંહ**. કુંદનપુરનો રાજા, કનકસિંહનો સગો ભાઇ
**કૌટિલ્યસિંહ**...કુસુમપુરનો મુખ્ય મંત્રી.
**કલ્યાણસિંહ**...કનકસિંહનો વફાદાર સરદાર.
**ક્રુરસિંહ**...કુંદનપુરનો પ્રધાન.
**કિશોર**...ક્રુરસિંહનો પ્રધાન,
**ચક્રમસિંહ**...કુંદનપુરનો એફીસ કોટવાલ
**સિંહલજી**...કુંદનપુરનો નિવાસી, એક પૈસાદાર ખવાસ અવળી કેળવણીથી બનેલો નકલી સુધારાનો સાથી પાછળથી ચપલાનો થએલો પતિ,

## સ્ત્રી પાત્રો.

**ભાનુમતિ**...કનકસિંહની નવી રાણી, કુમાર કીર્તિસિંહની સગી માતા
**ભાગીરથી**,કેશરીસિંહની રાણી.
**કળાવતી**...કૌટિલ્યસિંહની કુમારી, અને કુસુમકુમારની પ્રણયિની
**ચપલા**......એક વિધવા ખવાસણ, પાછળથી બનેલી સિંહલજીની સ્ત્રી
**કુંતલા**......ચપલાની વિદુષી કન્યા.

તદુપરાંત-સાહેલીઓ કંચનીઓ નાયકાઓ વિગેરે

સ્થળ—કુસુમપુર, કુંદનપુર. વિરામપુર નિમિષારણ્ય અને તેની નિકટનો પ્રદેશ.

# કનક-કેશરી નાટકના ગાયનો.

## નાન્દી—મંગળાચરણ

આભાઓ— ૧

વંદુ વિમળ વિશ્રામ
જયશ્રીરામ, જયલલામ, રાજીવરામ પરશુરામ
ન્યારી નથારી કૃતિ નીરખી શ્યામ......વંદુ૦
નભ, નગ, નદ, નક્ષત્ર નામ
[illegible] વારિધિ વિમળધામ
અજર અમર હર જગધર હર હર પ્યારા અભિરામ...વંદુ૦

કુંવરીઓ— ૨

નીરે નીધધમ પધમન પરે મરે રેગ ધધનીમ
પધગમ પરે ગરે નીસા........
સાનીધનીને સાનીધનીરે ગપરે ગપ
ધનીધપગરે સાનીસા
તનન તનન દીમ નાદીર દીર દીર દીમ દીમ નત નત નન તન
દારે દારે દીમધે તનકનધે તન આલી લીલીમ
કીર્તિ કમલ પ્રફુલ રહો યાવતચંદ્ર દીવા કરો
નેક ટેક નૃપવર શક્તિ દિન પ્રતિદિન દ્વિગુણીહો
ગેતીર કીટ તકતા કધા ગગ દીન નગ ધતા ગીન તરાનધ
દીના કીટીત ગેતીર કદતક તકોદધ—(૨)

સાધ્વીઓ— ૩

પિયુજી આવ્યા પ્યારા પધાર્યા પ્રેમળ
અંતરના લાલ રંગીલા રસાના રસાગ......પિયુજી૦

વસંત વિકાસે વ્હાલા વિરહી વિહરીયા
આવો દેવાના, દેતે હિંચેળું હું લાલ...પિયુજી૦
કોયલની વિરહની કહુ કંઠ વદુંથી
પ્રભુ પાયે પડું પ્રિયતમજી લાલ........પિયુજી૦

કનક આલુ— ૪

કનક–" રાણી તું મ્હારી છે પ્યારી સુખકારી સન્નારી
ગોરી ગુણખાણી ગુલઝાર
આલુ–" છોડોજી હાથ મુજ સાથ તમે એવી વાત
બીજીને બતાવો પ્યાર–"...રાણી૦
કનક–" ના રીસાવો રાણી આવો "
આલુ–" દુર જાઓ ના સતાવો. "
કનક–" રાણી સુજાણ માનિની માન "
આલુ–" જી ન જાવો.........રાણી૦
આલુ–" જાઓ જીવન મન મુંઝાવે
છોડી દો મશ્કરી જાવે "
કનક–" જાશે જીવન મન મુંઝાવે
તો ન પડશે ફરીથી પાવે "
આલુ–" ના જાઓ જીઆવો, રીઝાવો મનાવો
આતમહારા દીલદાર "...રાણી૦

ચપલા ૫

હારે મોને કહેવી વિધવાની આવી વિપતિ
વિધવાની વિપતિ વિધવાને વિપત્તી......હારે મોને૦
વિધવા વનિતા વિહારી વિનાની
સ્વામિ વિનાની બળી જીંદગાની......હારે મોને

વિરહીની પળ પળ જુગ સમ જાયે
અંતર પ્રિય વીણ અતિ ગભરાયે
તનમાં મનમાં લગી લાય હાય પ્રજળે કાયા...પિયુ૦
શરદ ચંદ્રિકા સુહાય શુભ કેવી ખીલી
વળી વનવાટિકામાં વૃક્ષલતા કેવી ખીલી
મૃદુ યૌવનની બહાર કેવી ખીલી-વિરહીની પલ

**કળાને સાહેલીઓ—** ૧૦

સા—"વાહ વાહ નાનકડી નાજુક નાર
શરમાતી ના ચાલી આ સાહેલી "
ક—" જોઓ સતાવો નહિં નાહક બનાવો
જાણી જાણી હવો અહિંથી વ્હેલી"
સા—" આવે રસીક વર જો અલબેલી
મીટ માંડી રહી જ્યાં મદ ઘેલી "
ક—" પથ્થર પ્રતિમા સમી જણાઓ
નાહક શાને મ્હને બનાવો "
સા—" જાણી રંગીલી રસીલી છબીલી "
ક—" વૃથા શાને બનાવો સાહેલી ".......વાહ વાહ૦

**કુસુમ—** ૧૧

પ્રાણથી પ્યારી, સરલસારી, મૃદુમુરલી,
જીગરે જડી ગઇ, જડી ગઇ હા—"

**કળા—**" અલબેલા આમ આવો, રસીલાજી રીઝાવો
મોંરા અણમોલી માલાવો, ઉર્મિ અંતરની છલકાવો
સ્વાતિક જળ વિણ ચાતક જેમ હું તલપું છું
પ્રિય પ્રાણ વિના—"

કુ૦—"કુરબાન સદા નિજ પ્રાણ કરે,
પ્રણય પ્રણયિની પરેજ મરે"

કુંતલા— ૧૨

જંગ જોબનનો જાલીમ જમાવું હું
મન મોહનને માનથી મનાવું હું
પ્યારા પંખીજી પ્રેમ પિંજરે પુરી દઉં
મારી નયન બાણ એ અજાણ્યાને વિંધી દઉં
ઝુલું હું ઝુલાવું યૌવનનો બ્હાર હું—જંગ૦

કુંતલા— ૧૩

મળજો જરૂર માણીશું મોહન મારા
પ્રેમી પંખીજી પ્રેમ કુંજમાં પ્યારા......મળજો૦
આનંદ આનંદ આજ અતિ મ્હારે
પ્રેમ અમૃત રસ રેલીએ પ્યારા—"

કીશોર—શોભાવી લાલને લેતી તું લલનારે
પ્યારી પંખિણી તેં પ્રેમબાણ માર્યાં" મળજો૦

૧૪

ચપલા—ગેટ આઉટ ગમાર, ચાલ લુચ્ચા મકાર;
વ્યભીચાર કરનારને ધિક્કાર છે,

સોંહલજી—"આહ એમ જેન્ટલમેન જૂઠા બોલે છે વેણ,
લાયબલ કેસ કોરટે જનાર છે..............ગેટ—
સુરત સુંદર છે, બંદા વીર નર છે,"

ચપલા—"શું શું તું નર છે? ના ના ખચ્ચર છે.
બુરા કામી કુકર્મી ધિક્કાર છે.

સોં૦—"બંદા તારા માથાના સરદાર છે"...ગેટ.

કેશરીને તેનું સૈન્ય— ૧૫

હાં જંગી વીરો શત્રુને ચોતરફ ઘેરો
બરકરને આગળથી ઘેરો પાછીને સંગ્રામે સર્વને હણો
સમશેરો જોરદાર ચમકાવો તેજદાર
દુશ્મનનો કારભાર મીલાવો ખાકસાર—હાં જંગી૦
ફેંકો જોર શત્રુઓ ગોર ગોર
ધરમાવી શત્રુ દોર જમાવો જંગી જોર—હાં જંગી૦

## અંક પહેલો સમાપ્ત

# અંક બીજો.

ભાનુમતી ૧૬

ભયંકર ભવરણ બીનિ ગ્રહ ભાસે
રાજ નિવાસી થઈ હું વનવાસી
થાય શુન્ય આ હૃદય દુઃખથી તવાય
વિધીએ દશા કીધી થયા સુખ ન્યારા
વિપતિઓ ક્યુ ક્યારે ટળે !
જીવન ખારૂં લાગે પ્રિયતમ વિણુ હવે—

કનકે— ૧૭

પ્રભુથી પ્રાપ્તિ સુખની જ્યાં આ પણ દુઃખની ઘડી
વિવાહોત્સવ થતા જ્યાં આ જણાવે મૃત્યુની ઘડી
આવતી આફત વીર મરદપર
નામરદો પર આફત ક્યાંથી !
ચોટ ખરાબી સજ્જન ઉપર
કંજુસ જન પર જહેમત ક્યાંથી !

કિશોર—"દીપકશી દીપતી હારા હું પતંગ પ્રાણી છું.
પ્રિયા તું બંસરી ને હું કુરંગ પ્રાણી છુ
કુંતલા—નહિજી નાથ તમે નરવર હું નારી છું
પ્રભુસમ પ્રાણ તમે પામર હું નારી છું
વાહજી દીલદાર વાહ વાહ—
કિશોર—માધુરી મુરલી તું હું પતંગ પ્રાણી છું,
દેવી તું દેવદારા હું મનુજ પ્રાણી છું
કુંતલા—પિયુ પોપટ તમે પ્રિય પ્રાણ શુકા નારી છું.
દયાના દેવ તમે એ દેવની હું નારી છું.
કિશોર—વાહજી ગુલઝાર વાહવાહ—ઠીક
કળા— ૨૨
જીવન વિશ્રામ હથો, એવી નકામી વાત વિસારી
કદીસુખ તો કદી દુઃખ છે. વિરંચીના કૃતિ નથ રી
કુ૦—કળા પ્યારી પ્રિયા મારી ખરે તારી કળા ન્યારી
મૃદુ મૂર્તિ મનોહારા મને કીધો તેં આભારી
કળા૦—ન બોલો નાથ એ વેણુ ભરોભરની હું દાસી છું
પ્રભુ પ્રિય પ્રાણ મ્હારા આ પ્રભુની હું ઉપાસી છું

## અંક ત્રીજો.

કેદાર ૨૩
પ્યારી પ્રમદાને પ્રભુજી બચાવોરે
સલુણી સતીને નહિ સતાવોરે—પ્યારી૦
ચંદ્રવદની ચારૂકાન્તિ ચતુરાને પ્રભુ બચાવોરે
સુંદરી સુભાગ્ય સાથ અહા! પ્રિયપતિની છે અતિ પ્યારી૦

વાશગના—— ૨૪

અજકે અજીબ મુગટ ઇંશા શાલ ધનર્ધા આરયું ઉમેદયુ
અલાહ મંજહી આહીન...અજકે.
મીઠડા કાગલ લાથ લકીયો પિરિયઝે આચણુજી
કાગલ ચવિથો.
ખીર ખડયું કર્યો વેધા શાલવેંધા આરયું ઉમેદયુ
અલાહમજ આહી...અજેક
હીનત રૂકતેરતીથીઓ રાજિ ધરત
તુધજે તે કરી આધોરાજિ.
સુરશંખ્યો કર્યો શાલ વેંધા આરયું
ઉમેદયું અલાહ મંજ આહીન.

સંહુ-ચપલા— ૨૫

ચાલો ચાલો ચપલા રસીક રમાવર પુજું પાય તમારા
માનસ સરનાં રાજ હંસ થઇ મુક્તા ફળને ચરશો.
હેત હૃદય વસનારાં મહારા——ચાલો૦
સીં૦—ધન્ય દીવસ છે આજ અમારો
અ૦—પ્રેમી પતિ અબળાને તારો
સેવા સ્વીકારીને પાપ નિવારો
સીં૦—નિશદિન ચાહુ પ્રાણ———ચાલો૦

કેશરી— ૨૬

આજ ગઇ વિપત્તિઓ વણુમાઇ
કર્મ ગતિ મહારી ન્યારી નયારી પ્યારી પ્યારી
છળ બળથી કીધીજ સવાઇ
ઉરના ઉમેદ પુરી કીધી કળબળમા

ક્રીત; દીપ્તી, શક્તિ, ને શ્રી મળી ગઇ અમાપ
વિજયની વધાઇ આજ૦

કુસુમ— ૨૭

દશા થઈ આ શી પ્રભુ મ્હારી
અલગ થઇ અલબેલી પ્યારી
કળા થઇ ગઇ શશીથી ન્યારી
થયો ક્રુર આથી વિધી શું કામ ?
વિધાતા તુજ કૃતિ છે ન્યારી થઇ ખ્વારી...દશા૦
જગધર જગધર તું છે પાલક ટાળક સૌનો
મુજપર કર દયા, વિભુવર કરતું મયા, દીનદાસ આ
વિશ્વધાર, વિશ્વધાર, વિશ્વમાં વશી રહેનાર...દશા૦

બાનુ ૨૮

ક્યાં મળે પ્રાણ જીવન પ્યારા
ધરણીએ સુત ક્યાં છે મ્હારા
પ્રભુ ભક્ત વત્સલ ક્યાં બિરદ ચુકો
પદ ધર્મ ધુરંધર ક્યાં ધર્મ ચુકો
સ્વામી સુત મેળાવો મ્હારા—ક્યાં૦

કનક— ૨૯

જીવન પલટાઇ જવાનું ખરે અંતે ખરી જાવું
એથી બહેતર છે કે આખર કે લડાઇમાં મરી જાવું
કલેવર ખાકથી નિપજ્યું ખરેખર ખાક થાવાનું
વીરાગી રાગી કે ભોગી ભલા શું હાને જવાનું
વૈરાગ્નીમાં પ્રજળવું એ ખરેખર હોળીમાં બળવું
ટીલી કાળી લઇ ફરવું ભલું એથી આધીક મરવું

કુંતલા— ૩૦

છોડો છોડો પિયુજી કર છોડો

શરમાવો ના ભોળી નાર

કિ૦—" અલબેલી રંગીલી તું છે પ્યારી "

કુ૦—" છે ન્યારી પ્રિત તમારી છોડોજી દીલદારી

વિલાસી, ફુલાસી, લાલાજી, જાઓજી—છોડો–

કિ૦—મીઠી મુર્તિ આ ત્હારી હસી ગઇ દીલમાં

વસી તન મનમાં"

કું૦—" તન અતિ છલકાય મનમલકાય અંતર માંહ્ય

કંપ કંઇ થાય, મદન વ્યથાય— છોડો૦

સીંહલ ચપલા અને કિશોર કુંતલા—૩૧

થઇ ગઇ સઉ રી શાદી થાતી મટી બરબાદી

આતો બની આબાદી ઇચ્છા પુરી થઇ છે આજ

ઠીક જોડી મળી હાં પ્રણુય કળી ખીલી

નાચો ગાવો આવો ધુમ મચાવો ને આપસમાં આજ

સર્વે— ૩૨

વિજય જય જય વિશ્વે વરત્યો

ક્ષત્રિ કુળ માર્તંડ પ્રગટયો

શ્રી પતિ શ્રીહાર કરજ્યો

કિરતાર, પાલનહાર, ગુણ આગાર. સૌ સુખ સારતું

તુંહી જ્યોતિતું વિભુતિ વિશ્વમુર્તિ પ્રાણ પ્યારા

સર્વ સાક્ષી સૌથી ન્યારા—વિજય૦

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# જાહેર ખબર.

---

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જયાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. | ચોપડીનું નામ | કિંમત. |
|---|---|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ | 0—3—0 | માતૃપીતૃ ભક્ત પુંડળીક | 0—3— |
| શ્રી ભક્તિવિજય | 0—3—0 | વિશ્વ પ્રેમીકળાપી | 0—3—0 |
| સુરેખા હરણ ... | 0—3—0 | અમર લક્ષ્મી ... | 0—3—0 |
| નાગર ભક્ત ... | 0—3—0 | પીપાભગત ... | 0—3—0 |
| નીલમ માણેક ... | 0—3—0 | હોથલ પદમણી | 0—3—0 |
| યોગકન્યા ... ... | 0—3—0 | જેસલ તોરલ ... | 0—3—0 |
| મનહરમૈના ... | 0—3—0 | બીરબલ બાદશાહ | 0—3— |
| | | પ્રવિણ સાગર ... | 0—3— |
| મહાશ્વેતા-કાદમ્બરી | 0—3—0 | રાજ લીલા ... | 0—3— |
| જોહરે શમશીર | 0—3—0 | મહારાજા ચાંન્દવું | 0—3— |
| શ્રી જયમતી ... | 0—3—0 | માલવિકા—ગ્નિમિત્ર | 0—3— |
| ઉર્વશી—પુરૂરવા | 0—3—0 | સ્વામીભક્ત સામાન્ત યા | |
| કનક કેશરી | 0—3—0 | વીર દુર્ગાદાસ ... | 0—3— |

## વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

શ્રી વિ. નૈ. ના. સમાજ.